

ૐ.

# મોક્ષ મંદીર.

## શાન્તિ કર્મ.

સંશોધક-રામશંકર મોનજી ભટ્ટ.
અમદાવાદ.

પ્રકાશક-ભગવતીબાઈ
બેન. જેકોરબા. ચીનાઈવાળા.
ખજુરીની પોળ—અમદાવાદ.

શ્રી 'સત્યવિજય' પ્રેસમાં શા. સાંકલચંદ
હરિલાલે છાપ્યું. પાંચકુવા નવાદરવાજા
અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦૦
તા. ૨૫-૪-૨૦ સં. ૧૯૭૬.

કીંમત-અમુલ્ય.



# મોક્ષમંદીર.

## શાંતિ કર્મ.

---

સ્નાન વિધી--જળમાં ઉભા રહીને નીચે પ્રમાણે મંત્ર બોલીને સંકલ્પ કરવો.

" અત્રાદ્ય મહા માંગલ્ય ફલપ્રદ, ચૈત્રમાસે, શુકલપક્ષે, પ્રથમાયામતિથૌ, દેવવાસરે, શુભનક્ષેત્રે, શુભ રાશિ સ્થિતે ચંદ્રે. શુભ પુણ્ય તિથૌ, મમપાપ દુરિત ક્ષયાર્થમ્ ગોમતિ તિર્થે, પ્રાતઃ સ્નાનમ્ અહમ્ કરિષ્યે "

આ પ્રમાણે સંકલ્પ કીધા પછી માટી, ગાયનું છાણુ અગર જળથી શરીર ઉપર પ્રોક્ષણ કરવું ( છાંટવું ). પછી સ્નાન કરી પવિત્ર વસ્ત્ર ધારણ કરી, ડાબે ખભે પવિત્ર વસ્ત્ર (રૂમાલ અગર પંચીયું રાખી પુજાની સામગ્રિ પોતાની પાસે ગોઠવી દેવી—આસન ઉપર જેમ અનુકુળ પડે તેમ પલાંઠીવાળીને ટટાર બેસવું સામે આપણને પ્રીય હોય તે છબી રાખવી, છબી અને આપણી વચમાં પંચ પાત્ર તરભાણી, આચમની, ચંદન તથા આરતી ધુપ વીગેરે ગોઠવવાં. કંઠમ માળા ધારણ કરવી. બ્રાહ્મણોએ પોતાનું કર્મ લગભગ ૬ થી ૬ા સુધીમાં શરૂ કરવું જોઇએ અન્ય વર્ગે સાડાછ વાગતે

બરાબર આસન ઉપર આવી પોતાની સામગ્રિ ગોઠવી દેવી જોઇએ.

**તિલક ધારણ વિધી**—પુરૂષોએ કેસરનાં તિલક કરવાં, સધવા સ્ત્રીઓએ કુમકુમના ચાંદલા તથા વિધવા સ્ત્રીઓએ ભસ્મના તિલક કરી, ભાગ્યોદય માની રાજી થવું. તિલક કરતી વેળાએ ૐ નમઃ શિવાય અગર શ્રી રામાય નમઃ અગર ૐ નમો ભગવતે વાસુદેવાય એ મંત્રોનું ઉચ્ચારણ કરવું.

**શિખા બંધનમ**—( પુરૂષોમેજ ) ઉપલા ત્રણમાંથી ગમે તે મંત્ર બોલી શિખા બાંધવી.

આચમન વિધિ—તમામને ઉપલા ત્રણમાંથી ગમે તે મંત્ર બોલી ત્રણ આ-

ચમન કરવાં. પછી જમણો હાથ ધોઈ નાંખવો.

**આશન શુદ્ધિ**—નિચેનો મંત્ર પ્રેમથી બોલવો. " અપવિત્રઃ પવિત્રો વા, સર્વાવસ્થામ્ ગતોપિવા, યઃસ્મરેત પુંડરિકાક્ષમ સઃબાહ્યાભ્યંતર શુચિઃ "

**અર્થ**—" હે નાથ ! કમળ સરખી આંખોવાળા પ્રભુનું જે સ્મરણ કરે તે ગમે તેવી અવસ્થામાં ગયો હોય તો પણ અંતર અને બહારથી પવિત્ર છે. "

**માનસિક પુજા વિધિ.**—પ્રથમ સંકલ્પ–અત્રાદ્ય મહામાંગલ્ય ફલપ્રદ, ચૈત્રમાસે, શુકલપક્ષે, પ્રથમાયામ તિથૌ, રવિવાસરે, શુભ નક્ષત્રે, શુભરાશિ સ્થિતે ચંદ્રે, શુભ પુણ્ય તિથૌ, મમ પાપ દુ-

રિત ક્ષયાર્થં, શ્રી વિષ્ણુ પુજનમ્ અહં-
મ્ કરીષ્યે.”

આ પ્રમાણે બોલી પાણી નીચે મુકવું. પછી પોતાની સામે જે છબી હોય તેને લુછી નાંખવી, કેસરનું તિલક કરવું, પુષ્પનો હાર પહેરાવવો. પછી પ્રાણાયામ અગર ૮-૧૦ શ્વાસ પ્રશ્વાસથી ચિત્તવૃત્તિ શાંત કરી સામે રાખેલી છબીને પલક માર્યા વિના આંખ રાખી, બરાબર નિ-હાળવી. આશરે પાંચેક મીનીટ આ પ્ર-માણે કીધા પછી આંખો બંધ કરી દેવી અને અવાજ ન થાય તેમ મનમાં-પરમ પ્રેમથી-મનના ઉમળકાથી-સ્તુતી કરવી કે “હે નાથ ! મારા હૃદયમાં પ્રગટ થાઓ -પ્રગટ થાઓ. પાપીને પાવન કરો-તમે

હૃદયમાં બિરાજો છો એમ શાસ્ત્ર તથા સદ્‌ગુરૂદ્વારા જાણ્યું છે. આપને નિહાળ-વાની તીવ્ર ઇચ્છા થઇ છે." દર્શન ન થાય તેથી અકળાવું નહીં–પ્રયત્ન ચાલુ રાખવો સહેજ ભાસ થાય એટલે મનથી પ્રભુના અગર સદ્‌ગુરૂના ( છબીમાં જે હોય તેના ) ચરણો પંચામૃતથી ધોઇ આચમન લેવું–વસ્ત્રો ધરાવવાં, તુળશી અગર પુષ્પનો હાર પહેરાવવો–પુષ્પથી વધાવવા. પછી ૧૦૮ ઘીના દીવાથી આ-રતી ઉતારવી. ( આ માનસીક શેવા છે ગભરાશો નહીં–એક પાઇનો પણ ખર્ચ નથી. ) પછી પ્રભુનાં દર્શન કરી આર-તી માટે દીવો સળગાવવો ( પણ તેમ કરતાં જરાએ અવાજ ન થવો જોઇએ

સૌની પાસે દીવાસળીની પેટી હોવી જોઇએ).

## આરતિ.

આનંદ મગળ કરૂં આરતિ,
સદ્ગુરૂ સંતની સેવા;
પ્રેમ ધરી મંદીર પધરાવ્યા,
સુંદર સુખડાં લેવાં. આનંદ૦
સકળ તિરથ મારા સદ્ગુરૂ ચરણે,
ગંગા જુમના રેવા;
કહે પ્રીતમ ઓળખો અણસારે,
સદ્ગુરૂ ગોવીંદ જેવા. આનંદ૦

સ્તુતિઃ—હે સદ્ગુરૂદેવ, ! આપના ઉપદેશરૂપી જળથી, અમારાં-મન પવિત્ર થાઓ-અમારાં મનોબળ વિકાસ પામો, અને અમે ધર્મના ખરાં રહસ્યો જાણીને મસ્ત બનીએ, એવાં આશીર્વચનો આપોજી

ઉપર પ્રમાણે કીધા પછી જો વખત હોય તો એક બે માળા ફેરવવી. અને બરાબર સાત વાગતે હમેશના રીવાજ મુજબ નીચેના ત્રણ મંત્રો બોલી પુજા વિધિ સમાપ્ત કરવી.

## ત્રણ મહામંત્રો.

૧ હું ચૈતન્ય સ્વરૂપ છું.

૨ મારે રાગદ્વેષ ન જોઇએ.

૩ મારા કામ ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર મટી જવાં જોઇએ.



# લાખવાતની એક વાત.

## તમામ શાસ્ત્ર પુરાણ તથા

## વેદનું તત્વ.

### વર્તનમાં મુકે તેના અહોભાગ્ય

બીન વિશ્વાસ ભક્તિ નહિ,
તેહિ બીનુ દ્રવહિ[1] ન રામ;
રામ કૃપા બીનુ સપનેહુ,
મનકી લહે વિશ્રામ. સીયાવર૦ ૧
પરધન પત્થર જાણીએ,
પરસ્ત્રી માત સમાન;
ઇતને કર હરિ ન મીલે,
(તો) તુલસીદાસ જમાન. સીયા૦ ૨

---

૧ પ્રસન્ન થવું.

મોસમદીન ન દીનહિત
તુમ સમાન રઘુવીર;
અસ વિચારિ રઘુવંશ મણી,
હરહુ વિષમ [3]ભવપીર. સીયા૦ ૩
કામી નારી પીયારી જીમિ,
લોભી પ્રીય જીમિદામ.
તીમી રઘુનાથ નિરંતર;
પ્રીય લાગહુ મોહિ રામ. સીયા૦ ૪
ગીરીજા સંત સમાગમ,
સમ ન લાભ કછુ [4]આન;
બીનુ હરિ કૃપા ન હોય સો,
ગાવહિ વેદ પુરાણ. સીયા૦ ૫
ઉમા જે [5]રામ ચરણરત,

---

૨ મહા ત્રાસ આપે એવી. ૩ જન્મ મરણ. ૪ બીજો. ૫ ચરણમાં પ્રીતિવાળા—પ્રભુના ચરણ નીતિ અને વૈરાગ્ય જેને નીતિ અને વૈરાગ્યમાં પ્રીતિ છે એવો ભક્ત.

[૬]વિગત કામ મદ ક્રોધ;
નિજ પ્રભુમય દેખહિં જગત,
[૭]કાસન કરહિ વિરોધ. સીયા૦ ૬
તવ માયાવશ જીવ જડ,
[૮]સંતત ફીરે [૯]ભુલાન;
તહિ પર ક્રોધ ન કરિય પ્રભુ,
કૃપાસિંધુ ભગવાન. સીયા૦ ૭
રામચંદ્રકે ભજન બીનુ,
જો ચહ પદ [૧૦]નિર્વાણ;
જ્ઞાનવંત અતિસો પિ નર,
પશુ બિનુ પુછ [૧૧]વિપાંણ.સીયા૦૮
[૧૨]રાકા શશિ [૧૩]શોડપ ઉગહિ,

૬ કામ, મદ અને ક્રોધ રહિત. ૭ કોના સાથે ૮ હમેશાં. ૯ ભુલમાં પડીને. ૧૦ મોક્ષ. ૧૧ શીંગડું. ૧૨. પુનમ. ૧૩. સોળ કળાથી.

તારા ગણ સમુદાય;
સકલ [14]ગીરીનદવ લાગીએ,
રવી બીનુ રાતી ન જાય. સીયા૦૯
[15]શ્રીમદ્ વક્ર કિન્હ કેહિ,
પ્રભુતા બધિર ન કાહિ;
મૃગ નયનિકે નયન શર,
કો અસ લાગુ ન જાહિ. સીયા૦૧૦
જીવન મુક્ત [16]બ્રહ્મપર,
ચરિત સુનહિ તજી ધ્યાન;
જે હરિ કથા ન કરહિ [17]રતિ,

---

૧૪ડુંગરોમાં અગ્નિ ૧૫ ધન મળ્યા પછી કોણ વાંકા થયા નથી-કોની આંખ ફાટી નથી, પ્રભુતા ( એટલે વૈભવ ) મળતાં ગરીબોની દાદ કોણ સાંભળે છે? મૃગનયની ( એટલે સુંદર સ્ત્રી ) ના બાણ કોને વાગ્યા નથી? ૧૬ બ્રહ્મ પરાયણ. ૧૭ પ્રેમ.

તીનકે હૃદય [१८]પષાણ. સીયા० ११
સો [१९]પરત્ર દુઃખ પાવહિ,
શિર ધુનિ ધુનિ પછિતાઇ;
કાલહિ કર્મહિ ઇશ્વરહિ,
મિથ્યા દોષ લગાઈ. સીયા० १२
જો ન તરહિ ભવ સાગરહિ,
નર સમાન અસપાઇ;
સોકૃત નિંદક [२०]મંદમતિ,
આતમ હન ગતિ જોઈ. સીયા० १३
એસે અધમ [२१]મનુંજ ખલ,
કૃત યુગ ત્રેતા નાહિ;
દ્વાપર કછુક વૃંદ બહુ,
હોઇહૈ કલીયુગ માંહિ. સીયા० १४

१८ પથ્થર. १९ આખરે. २० મૂર્ખનો સરદાર
२१ ખળપુરૂષ.

સંત પંથ [22]અપ વર્ગ કે,
કામિ ભવકર પંથ;
કહહિ સંત કવિ [23]કોવિંદ,
શ્રુતિ પુરાણ સદગ્રંથ. સીયા૦ ૧૫

---

૨૨ સુખને માટે ૨૩ ડાહ્યા-વિદ્વાન.

# સુચના.

પ્રીય સજ્જનો તથા સન્નારીઓ,

[1] આ શાંતી કર્મ ડાકોરથી ઘેર આવ્યા પછી પણ હમેશાં નિયમસર કરવાનું છે. વધારે ડહાપણ કરવા કરતાં આટલુંજ બરાબર થાય તો ઓછું નથી. તેથી મન કામના પરિપૂર્ણ થશે-ભક્તિ ખીલી નીકળશે.

---

૧ આ પુસ્તક ભાવીકોને મફત આપવામાં આવે છે. બહાર ગામથી મગાવનારે ટીકીટ મોકલવી.

પ્રકાશક.

# અમુલ્ય તક.



જાગ્રત થાઓ—આજકાલ કરત
વન પુરૂં થઇ જશે. મોત આવીને
રહેશે—ધર્મને સાચા અને સાદા
જાણવાની ખાસ જરૂર છે. બહુ
વાળાં હો તોપણ એકાદ વખત સ
૮ થી ૯ મોક્ષમંદીર ( લાંબેશર
જાપટેલની પોળ અમદાવાદ ) માં
કથામૃત પીવા વિનંતી છે. તેમ
શકે તો અહીં થતાં અસરકારક
ખ્યાનો મોક્ષ પત્રિકા નામના માસિ
પ્રગટ થાય છે. ઘેર બેઠાં ગંગા છે.
ગાવો વાંચો અને વંચાવો—તેનું વાર્ષિક
લવાજમ રૂ. ૨) છે. પ્રકાશક.